પુરુષોત્તમદાસ નાનજી પટેલે આપેલું

# ભાષણ

[ તા. ૧૫–૧૬ માર્ચ ૧૯૪૧ ]



માનવ મહેચ્છા






પ્રથમ અધિવેશન

અમદાવાદ



[ પરિષદના પ્રમુખ : પૂજ્ય શ્રી. ડૉ. બી. આર. આંબેડકર ]

બેરીસ્ટર આર-એટ-લા દલિતોનો બેતાજ બાદશાહ

# મહા ગુજરાત દલિત રાજકિય પ્રથમ પરિષદ્

# સ્વાગત પ્રમુખનું ભાષણ.

**માનવંતા પ્રમુખ સાહેબ, મોંઘેરા મેમાન, સજ્જનો અને સન્નારીઓ,**

મહાગુજરાત દલિત પ્રથમ રાજકીય પરિષદ્‌માં આપ સર્વનું સ્વાગત્ કરતાં મનેઘણોજ હર્ષ થાય છે. ગુજરાતને આંગણે અનેક પરિષદો યોજાઈ છે. પરંતુ એક નહિ અને બીજી રીતે પ્રજાના માનસ ઉપર અનેક આક્રમણો થએલાં છે. સ્વતંત્ર રીતે અવાજ રજુ કરતી આ પ્રથમજ પરિષદ્ યોજવામાં આવી છે, એમ કહેવામાં અતિશયોક્તિને સ્થાન નહિં હોય, કોઈપણ પરિષદ્‌નો મુખ્ય હેતુ સ્વતંત્રતાની સિદ્ધિ, દુઃખોનું બ્યાન, અને મુસ્કેલીઓનું નિવારણ એજ હોઈ શકે. આજે લોકોના માનસ ઉપર કોઇ અદ્દસ્ય શક્તિએ એટલું દબાણ મૂકેલું છે કે તેમના હૃદયને કોરી ખાતા દુઃખો મુક્તકંઠે વર્ણવાની શક્તિ પણ એમનામાં રહેવા દીધી નથી. શિષ્ટતાના નામે લોકોની ભાવના, આદર્શ અને શક્તિનો ભ્રંશ થઇ રહ્યો છે. અમારૂં મૂખ્ય ધ્યેય લોકોના હૃદયમા રહેલા અંતર્ગત વિચારોને સ્પષ્ટ રીતે અને નિષ્પક્ષપાતીપણે જણાવવાનું છે. જનતા જો એમના માનસપર લદાએલી માનસીક પરતંત્રતાથી પર થઇ સ્હેજ પણ વિચાર કરશે તો અમારૂં ધ્યેય જરૂર સ્પષ્ટરીતે સમજી શકશે.

અમારા સદ્‌ભાગ્યે અમારા આમંત્રણને માન આપી જે વિદ્વાનો અને સભાજનો પધાર્યા છે તેમનું સ્વાગત કરતાં, એમણે ઉઠાવેલો પરિશ્રમ અને એમની આ પરિષદ પ્રત્યેની સદ્‌ભાવના એ અમારૂં અહોભાગ્ય છે.

## આપણી સામાજિક સ્થિતિઃ—

ગુજરાત એ રૂઢીચુસ્ત અને સનાતનીઓનું કેન્દ્રસ્થાન છે. ગુજરાતના દલિતોની સામાજીક સ્થિતિનો વિચાર કરતાં સામાજીક સંકુચિતતા સર્વને પ્રથમજ દ્રષ્ટિએ દ્રષ્ટિગોચર થશે. દુનિયાભરની સામાજીક વિશાળતા ગુજરાતમાંથી વિમુખ થયેલી જણાશે. જગત આજે કઈ દિશામાં પ્રગતિ કરી રહ્યું છે. તે જાણવાની અને સમજવાની આપણી શકિત હણાઈ ગઇ છે. પરાપૂર્વથી ચાલતી આવતી વર્ણાશ્રમની પ્રથાને નાશ કરવાના આડંબર નીચે પૃથક પૃથક નવા વર્ણાશ્રમો ઉભા થાય છે. સમભાવ અને સમાજની ઐકયતાનો ડોળ કરતા આપણા નેતા થઈ બેઠેલા નેતાઓ કોમીવાદને અંદરખાનેથી પ્રોત્સાહન આપી પોસી રહ્યા છે, જો ખરી રીતે જ સમાજને ઉદ્ધાર ચાહતા હોઇએ તો નાતજાતના કોમી વિખવાદને

ભૂલી જઈ પછાત ગણાતી દલિત પ્રજાનું બંધુત્વભાવથી સંયોજન થવું જોઇએ. આધુનિક જમાનામાં સંગઠન માટે દરેક સમાજ ભગીરથ પ્રયત્નો કરી રહી છે. આવા કટોકટીના પ્રસંગે આપણે જુદા જુદા ભાગલા પાડી આપણી શકિતને સંયોજીત કરવાને બદલે શકિતની વિભકિત કરી આપણે આપણુંજ પતનને આહવાહન આપી રહ્યા છીએ. આપણી લગ્ન પ્રથા, કુરિવાજ નાતવરા એ બધુ પરિવર્તન વાંચ્છે છે.

રૂઢીચુસ્ત ગણાતો હિંદુ સમાજ પોતાનું સંકુચીતપણું છોડી આજે વિશાળતા માણી રહ્યો છે. જ્યારે આપણે જુની રૂઢીઓને વળગી રહી રૂઢીના ગુલામ બની રહ્યા છીએ જો કે એનો અર્થ એ નથી કે આપણે પુરાણી પ્રથાના પ્રશંશક છીએ પરંતુ અદ્યાપી આપણે અજ્ઞાનતાના ઘોર અંધકારમાં આથડી રહ્યા છીએ.

## આપણી આર્થિક સ્થિતિઃ—

મનુષ્યની સામાજિક, માનસિક, રાજકિય અને આધ્યાત્મિક મહત્તા આર્થિક સ્થિતિ પર અવલંબે છે. સત્તા અને સામ્રાજ્યની ચઢતી પડતી, જીવનની કક્ષા સંસ્કૃતિ અને વૈભવ એ સર્વ શાને આભારી છે? આપણી અવદશાનું પૃથ્થકરણ કરતાં આપણી આર્થિક સ્થિતિ આપણને ગરીબી અને પરતંત્રતામાં પીશી રહી છે. યાંત્રીક અમદાવાદમાં પેટપુરતી રોજી મેળવી લેનાર દલિત મજૂર એ ન સમજે કે કેવળ રોટલીનો ટુકડો તેના જીવનનું ધ્યેય છે. અને એ પણ કેટલી ગુલામી... અપમાન...અને શરીરના શોષણનું ફળ છે! પૂર્ણપ્રકાશીત સૂર્યના દર્શન નહિં પામનાર મજૂરે રોટલીના લુખાસુકા ટુકડામાં સંતુષ્ટ ન થવું જોઇએ; જીવન કેવળ પેટ ભરવા માટે નથી. પરંતુ એમાંથી તો તેણે નવિન જગતની સ્થાપના આદર્શોની પરાયણતા, મનુષ્ય જીવનની શ્રેષ્ઠતા, કક્ષા કેળવણી, શારીરિક શક્તિની સિદ્ધિ અને પ્રગતિની ભાવના પોષવાની છે. અમદાવાદને હિંદનું માંચેસ્ટર કહેવામાં ગૌરવ લેતા માનવીએ જાણી લેવું જોઇએ કે કેટલી શાળો, કુંડો, ફળદૃપ ખેતરો, અને હજારો ગામડાના વિનાશનું એ પ્રતિક છે. ગ્રામ્યજનોની કંગાલીયત રોટલી માટે લડવા પડતા જીવન સંગ્રામ એ બધાં આપણાં ઉદ્યોગના નાશને આભારી છે! આજીવિકા ખાતર ફક્ત ૭ દોઢીયામાં સવારથી સાંજ સુધી રેંટીયો કે તકલી ફેરવનાર મજૂર ઉપરની કઇ વસ્તુ પ્રાપ્ત કરવાને શક્તિમાન થશે? ભારત દેશનો બગીચો ગણાતા આપણા ફળદ્રુપ ગુજરાતની કેટલા તસુ જમીન દલિત માનવીઓની માલિકિની છે? શા માટે નથી? ભારતભૂમિ અને દુનિયાના બીજા દેશોની જીવનની જરૂરીઆતો પુરી પાડનાર ગુજરાતના બાળકો જેના વિના ચીંથરેહાલ અને ભૂખે ટળવળે છે. વેપારી આલમમાં જગમશહુર ગુજરાતીઓમાં કેટલી પેઢી દલિત જનતાની છે? આપણાં હાથમાં આજે ખેડવાને ખેતર નથી રહેવાને માલિકિના મકાનો નથી. વેપાર કરવાને બજારો તો શું પરંતુ બજારમાં દુકાન સુદ્ધા મળતી નથી તો પેઢીતો ક્યાંથીજ હોય? આજે આપણા હાથમાં કોઇ ધંધો રહ્યો નથી, વણકરોના હાથવણાટનો ધીકતો ધંધો મીલો અને મહાસભાના સ્વદેશાભિમાની ખાદી ભંડારોએ લીધો. ચમારોના ચામડાનો ધંધો મુંબઇ તેમજ કાનપુર, કલકત્તા, મદ્રાસ અને આગ્રાની લેધર કંપનીઓએ લીધો. હવે આપણા માટે રહ્યા છે આપણા ખાલી હાથ, ભૂખ્યું પેટ અને અપમાનિત મજૂરી! બીજી બાજુ આપણે નાતવરા

ભાગ નાણાંનો ઉપયોગ કરવાની બિન આવડતને લીધે આર્થિક મુંઝવણમાં પડી ગયા છીએ. આપણે આવી કફોડી સ્થિતિમાંથી બચવા આપણા હકકો પ્રાપ્ત કરવા અને આર્થિક સ્થિતિ સુધારવા રચનાત્મક પ્રયત્નો કરવાં જોઈએ; કે જેથી આપણી ભાવિ પ્રજા આપણા જેવાજ દુઃખોમાં ન સબડે અને સુખી થાય.

## આપણી ધાર્મિક સ્થિતિ:—

મનુભગવાને રચેલી જુલ્મી અન્યાયી વર્ણાશ્રમ પ્રથાએ તેમના ધર્મશાસ્ત્રોએ આપણને તેમના દેવ મંદીરોથી વિમુખ રાખ્યા છે. હિન્દુ મહાત્માઓને વિદ્વાનોના વ્યાખ્યાનોનો લાભ આપણે માટે લોઢાની તપાવેલી ધગધગતી પાટ અને ગરમ સીસુ શિક્ષાના સાધન રૂપ હતા. **સ્મૃત્યામ્ શૂદ્રો નાધિક્રિયતે** ગૂઢ ભાષામાં રચેલા તેમના શાસ્ત્રોની ભાષાના વિદ્યામંદીરો આપણા માટે સદંતર બંધ છે. વેદાભ્યાસ માટે અસ્પૃશ્ય જાતના ભકતરાજ શંબુકે શ્રીયુત રામચંદ્રજીની લોહી તરસી તલવારને પોતાનું મસ્તક ધરી દીધુ; મેધમાયે સહસ્રલિંગ તળાવમાં હોમાયો! રોહીદાસનું સાહિત્ય જળાશયોના તળીએ ડુબ્યું અને દલિતોના તારણહાર પૂજ્ય બાબા સાહેબને સંસ્કૃત ભાષાથી વંચીત રહી વિધર્મિની પર્શિયન ભાષાનો આશ્રય લેવો પડયો. આવો પક્ષપાતી હિંદુ ધર્મ આપણને નતો માનવતા કે મોક્ષપદ પમાડે છે. પરંતુ મનુષ્યની પંકિતમાં નહિ એવી સવર્ણનીય અધોગતિએ હડસેલી રહ્યો છે. આપણા હિંદુધર્મથી આપણી માનવતા સ્વાભિમાની, સંસ્કૃતિ અને જીવન લુંટાય છે. આવી સ્થિતિ આપણને ક્રાંતિમય પગલાં લેવાની ફરજ પાંડે છે. આપણા બાંધવો વટલીને વિધર્મી થાય છે. તો શું આપણો હિંદુ ધર્મ કે આપણી સમાજ નવસર્જન માગતા નથી?

મંદિર પ્રવેશ કે હોટેલ પ્રવેશના મલમપટ્ટાથી આપણી આ સ્થિતિ સુધરી જવાની નથી. આપણા ઉંચ ગણાંતા ધર્મબંધુઓ કરતાં વિધર્મિ બાંધવો હજાર દરજ્જે સારા છે. તેમની આપણા પ્રત્યેની સહિષ્ણુતા ખાતર તેમનો આભાર માનીએ તો વધારે પડતું નથી.

## દલિતો અને રાજકરણ—

રાજકિય ક્ષેત્રના પ્રગતિમય જમાનામાં આપણે રાજકિય પરિસ્થિતિથી જેટલી અજ્ઞાન દશામાં રહીશું તેટલી અધોગતિને આપણે વરીશું. જે માણસ રાજકિય ચાલબાજીને નથી સમજી શકતો તે માણસ રાજકિય દમનથી દબાઈ જઇ પરતંત્ર, ત્યજાએલો અને બીજાની કુહાડીનો હાથો બને છે. સરકારે નક્કી કરેલા ક્ષેત્રોમાં પ્રજાને પોતાના પ્રતિનિધિઓ ચુંટીને મોકલવાનો હક્ક છે કે જેથી તેઓ પોતાના હિતના કાનુનો કરી પ્રજાનું હીત સાધી શકે તેવાં ક્ષેત્રો જેવા કે ગ્રામ્ય પંચાયત, લોકલબોર્ડ, બેકવર્ડ કલાસબોર્ડ, મ્યુનિસિપાલિટિ, ધારાસભા અને મધ્યસ્થસભામાં આપણું જેટલું વર્ચસ્વ હશે તેટલીજ પ્રગતિ આપણે સાધી શકીશું આ બધા ક્ષેત્રોમાં આપણે બીજી જનતાની સાથે સક્રિય ભાગ લઈ એ કેન્દ્રોનો બુદ્ધિપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. આજે હિંદની પછાત ગણાતી પ્રજા આ રાજકિય ક્ષેત્રોનું મહત્વ સમજી શકી હોત તો આવું એકતંત્રીય પક્ષપાતી

બળ વૃદ્ધિ પામત નહિં. લઘુમતિને કચડાવાનો પ્રસંગ આવત નહિં અને હિંદનો એકેએક પછાત માનવી સમાનતા ભોગવતો હોત.]

આપણી ૧૯૪૧ની અમદાવાદ મ્યુનિસિપલ ચુંટણી અને બીજી ચુંટણીઓ યાદ કરો. સંયુકત મતાધિકારની પ્રથાએ ગણ્યા ગાંઠયા મહાગુજરાતને નામે ભૂંગળ ફુંકતા લોકો સમાજને નામે સમસ્ત દલિત પ્રજાના પ્રતિનિધિત્વરૂપ થઇ બેઠેલા છે. કોઇ પણ બુદ્ધિશાળી માણસ આ ચાલબાજીથી અજાણ હશે? વધારામાં અનેક પ્રયાસોથી આપણા નેતા પૂજ્ય ડો. બી. આર. આંબેડકર અને શ્રીમાન ડો. સોલંકીએ મેળવેલી અનામત બેઠકો પણ સવર્ણો વિલોપવા આજે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. હિંદુઓ જ્યાંસુધી દલિતોની અનામત બેઠક દરેકે દરેક રાજકીય ક્ષેત્રમાં છે, ત્યાં સુધી આપણને મત આપી ચુંટી કાઢવાની ચિનની શાહુકારી બતાવે છે. પરંતુ એમાં દેખાડવાના અને ચાવવાના દાંત જુદા છે. ભવિષ્યમાં દલિતોના કમનસીબે જો કદાચ અનામત બેઠકો ગઇ તો દલિતોનું પ્રતિનિધિત્વ હિંદભરમાં સદંતર વિલિન થયેલું જ સમજવું.

[ In the absence of multi-member Constiu ecces, the real representatives of the scheduled classes were not returned to the legislature. He intended to raise this question at the next revision, which he anticipated would be earlier than originally planned Unless some mithod of securing the represntation of the neal reprsentntives of the schedlued classes was found, he was afraid he would have to insist on separate electroates for his community ]

[The Associated Press. In the interview with the Viceroy. New Delhi 10th October 1939. **Dr. B. R. Ambedker.**]

અનેક પ્રયાસો છતાં હજુ સુધી બ્રિટિશ રાજ્ય વહિવટમાં આપણાં જુજ માણસો નજરે પડે છે નોકરીનું ધોરણ નકકી થયાં છતાં આપણને હકની જગ્યાઓ મળતી નથી. વળી દલિતો માટે લાયકાતનું ધોરણ ખાસ કેસ તરીકે ઓછું હોવું જોઇએ કારણ કે કેળવણીમાં આપણને પ્રથમથીજ એમણે પછાત રાખ્યા છે. કાયદાની રૂએ મળેલા નોકરીના હકકો બગલાને થાળીમાં ખીર અને શિયાળને કુજામાં રસ પીરસવા બરાબર છે. દલિતોએ સંગઠીત થઇ પ્રતિબંધ કરી અવાજ ઉઠાવવો જોઇએ કે વસ્તીના પ્રમાણમાં મુસ્લિમો જેટલીજ ૩૫ ટકા જેટલી જગ્યાઓ અવસ્ય આપણને મળવી જોઇએ અને અમારા હિતેચ્છુ સવર્ણ અમલદાર બંધુઓએ ભોગવવા દેવી જોઇએ.

## દલિતો અને મહાસભા—

હિંદુસ્તાનમાં પ્રબળ ગણાતા રાજકીય પક્ષમાં મહાસભા મુખ્ય હોવાનો દાવો ધરાવે છે. તો તેની ફરજ છે કે તે જે કક્ષાએ જઇ રહી છે તેજ કક્ષાએ આપણને લઇ જવા

કોઇ ધોરણુ હાથ ધર્યું નથી. જે કોઇ તેમનામાં સંડોવાય છે તેમના મોએ શિસ્તભંગ અને ચાંદીના તાળા માર્યા છે. તેઓથી પોતાના ભાઇઓના દુઃખોનું બ્યાન સુદ્ધા પણ થઇ શકતું નથી. માટે આપણી પ્રગતિનો આધાર તેમની દયા ઉપર રહેલો છે. પરંતુ એ શાણી સત્તા આપણુને તેના શાસનનું પગથીયું ચઢવા જેટલી પણ તક આપતી નથી. કારણુ કે તેને ડર છે કે રખેને દલિતો તેમની ચાલબાજી જાણી જઇ તેમની સત્તામાંથી ભાગ પડાવે. માટે નીતિ ગ્રહણ કરી છે શાણી બ્રિટિશ સરકારની કે દલિતોને અંદરો અંદર લઢાવવાની અને પ્રસંગ આવે ચણા મમરા વેરી ભૂખ્યા દલિતોને પોતાના કબજે રાખવાની દલિતોનો સ્વતંત્ર અવાજ ઉઠાવનાર જલતી વિભૂતિનો આઝાદી પ્રેરક બુલંદ અવાજ સુદ્ધા પણ દલિતોના કાને નાઝીવાદની જેમ મહાસભાના પ્રેસોને પેપરો આવવા દેતા નથી. જ્યારે જ્યારે એવો ગગન ભેદી અવાજ થાય છે ત્યારે મહાસભાના દોરી સંચારથી નાચતા શક્તિહીન હરિજન માનવીઓનાજ મુખે પોતાનાજ શબ્દો એ બિચારાઓ પાસે પ્રતિવચન કરાવે છે. તો શું આ બધા દેખીતા રચનાત્મકકાર્યો અને મહાસભાના વખતો વખત ભરાતા અધિવેશનો વખતે આપવામાં આવતા અર્થહીન વચનો તેમની પ્રપંચજાળ નથી?

આઝાદી જેનો મુદ્રાલેખ છે એવી સત્તા પ્રધાન મહાસભા આપણાને છેતરી પરતંત્ર રાખી આપણુંજ નેતાઓથી આપને વિમુખ રાખવાની પ્રપંચજાળ કોની બીકે બિછાવે છે?

It did not lie in the mouth of the Congress Ministry, Sir Ali Mahomed continued, to accuge the British Government of pursuing the Policy of "divide and rule" What had the ministry done ever since it had come into Power? It had tried to divide the Muslims among themselves, the Marathas among themselves and the scheduled classes among themselves.

The Congress Party to day represented only one school of thoughts and could not claim to "deliver the goods" on behalf of the whole country.

| | |
|---|---|
| Oct. 27the 1939 | **Sir A. M. K. Dehlavi.** |
| The Times of India. | In the Bomboy, Assambly. |

## હરિજન સેવક સંઘ અને દ્વિરાજ્ય પદ્ધતિઃ—

ગાંધીજીના જીવન પર્યંતના આદરેલા ઉપવાસની પૂર્ણાહુતી વખતે પુના મુકામે ભારત દેશના હિંદુ નેતાઓની સહીથી દલિતોના નેતા ડૉ. બાબા સાહેબને પુના કરાર કરી આપી હિંદુઓના કાર્યપર વિશ્વાસ મૂકવાની દશ વર્ષની મહેતલ માગી તેના આધારે દલિતોના દુઃખો ઓછા કરવાનું કામ કરવા હરિજન સેવક સંઘની સ્થાપના થઈ સંઘની ફરજ દલિતોના દુઃખોમાં રાહત આપી તે દુઃખો દુર કરી ડૉ. બાબા સાહેબને આપેલું વચન પુરૂં કરવાની

છે પરંતુ આપેલા વચનો કંઇ લોઢાની શૃંખલા નથી કે તેમાંથી છુટી ન શકાય. ભેદનીતિમાં પૂરા એવા હિંદુઓનો સ્થાપેલો સંઘ પોતાનો પંથ ભૂલે છે. કારણ કે હરિજનોની મુશ્કેલીઓ હાર્દીક રીતે સમજી શકે એવો એક પણ હરિજન કાર્યકર્તા એમાં નથી. હરિજનોના નામે દેશભરમાંથી લાખો રૂપિયાનો ફાળો ઉઘરાવી શાણા સવર્ણ બંધુઓ તાગડધિન્ના કરે છે. તેની સેવા પક્ષપાતી છે. તેનો આદેશ તો દલિતોમાંથી મહાસભામાં હાંજી હા કરનારા હરિજનોને ટુકડા ફેંકવાનો છે. તેવા હાજર જવાબીઓનેજ સંઘ થોડીઘણી ઉણપો પુરી પાડે છે. સંઘના નાણાથી દલિતોમાં પક્ષો ઉભા કરી જેને તેમણે વચન આપ્યું છે તેનોજ વિરોધ કરાવવામાં કાળા વાવટા બતાવવામાં અને બીજા અણછાજતા કાર્યો કરવામાં ઉપયોગ કરવામાં આવે છે. આથી સંઘને સુચન આપવામાં આવે છે કે તેણે ગાંધીજીનું વચન પુરૂં કરવા પોતાના સત્ય અને અહિંસાના રાહ પર આવવું.

The working of the **Poona Pact** had been far from the satisfactory.

11th Oct. 1939 **Dr. AMbedkar.**

The Tinec of India.

## મજુર મહાજન અને મજુરો :—

અમદાવાદમાં જ્યારથી મીલ ઉદ્યોગ હસ્તિમાં આવ્યો ત્યાર પછી મજૂર મહાજન એવી એક સંસ્થા ઉભી થઇ. અમદાવાદમાં વસતા લગભગ પોણો લાખ જેટલા દલિતોમાં ઘણો મોટો ભાગ મીલ મજૂર અને મજૂર મહાજનનો સભાસદ છે. વાર્ષિક નવ રૂપીયા લવાજમ અને રૂા. ૩) ખાદીના એટલે રૂા. ૧૨) દરેક મજૂર દીઠ જજીયાવેરો લેવામાં આવે છે. આ સંસ્થા લગભગ ૨૦ વર્ષથી ચાલે છે. અડસટે તેનું વાર્ષિક લવાજમ રૂા. ત્રણ લાખ એટલે કુલ રૂા. ૬૦ લાખ થયું આવી મોટી નાણાંની રકમમાંથી હરિજન મજૂરોના કેટલાં દુઃખો દૂર થયાં છે ? કેટલા દલિત ગ્રેજ્યુએટ ભાઇ બ્હેનો મજૂર મહાજનમાં વહિવટ કરે છે; દુઃખ એ થાય છે કે રૂા. સો ઉપરાંતના માસીક પગારદારોની સંખ્યા એંશીસમાં દશની અંદરની છે એ બીજો સ્ટાફ લગભગ બસો જેટલો છે તેમાં કોઇ પણ મોટી જગ્યા પર હરિજન ભાઇ નથી. સેવાજ જેનો જન્મ સિદ્ધ હક્ક છે એવા વેઠ વૈતરાંના કામમાંજ કેટલાક દલિત બંધુઓને રોકેલા છે.

મજુર મહાજનને કોંગ્રેસે હરિજનોનો ઉદ્ધાર કરવાનો પ્રશ્ન હાથ ધર્યો છે છતાં તેમણે હરિજન મજુરોને અમદાવાદની મિલોમાં થ્રોસલ ખાતા સિવાય બીજા કોઇ પણ ખાતામાં સ્થાન આપવાનો હજુ સુધી એક પણ પ્રયત્ન કર્યો નથી. તો શું હરિજન મજુરોને પછાત રાખીને જ ઉદ્ધાર કરવા માગે છે તે સમજવું જેટલું અઘરૂં છે તેટલું જ સહિ લેવું ભારે છે.

The real representatives of the scheduled classes were not returned to the legislature.
The time of India,
11th Oct. 1939 **Dr B. R. Ambedkar.**

મુંબઇ ધારાસભામાં મજુરોની મુકરર થએલી બે જગ્યાઓએ શ્રીયુત ગુલઝારીલાલ નંદા અને શ્રી. ખંડુભાઇ દેશાઇ જેવા [illegible] છે. આમાંની એક પણ જગ્યાએ જો શ્રીયુત કેશવજી રણછોડજી વાઘેલા કે શ્રીમાન્ દુધાભાઇ ત્રીકમજી સોલંકી જેવાને ચુંટીને ધારાસભામાં મોકલવામાં આવ્યા હોતતો આજે અમદાવાદના મજુરોનું ઘણું હિત સાધી શક્યા હોત.

મહાજનની નિતિ મજૂરોના હીતને બદલે અમદાવાદના મિલ માલીકો અને મહાસભાને વધારે વફાદાર રહેવાની છે. મજૂરોના પરસેવાનો પૈસો આમ જૂદી રીતે વેડફાઈ રહ્યો છે. અમદાવાદમાં વસતી દલિત જનતા પર મહાસભાનો પુરતો હાથ સચવાઇ રહે અને સારા ગુજરાતના નામ પર, દલિતોના નેતા ડૉ. આંબેડકર સાહેબનો પ્રસંગ પડે મીટીંગો ભરી, પરિષદો ગોઠવી અને સમય પુરતા માસિકો કાઢી તેમનો જેટલો અને એટલો વિરોધ અને મહાસભાના કાર્યકર્તા અને ગાંધીજીની જેટલી ખૂશામત થઇ શકે તેટલી કરવી એ એમનો મુદ્રાલેખ છે.

આ મહાજન એક હથ્થુ સત્તાથી મજુરોને રશિઆની ઝાર શાહી જેમ દમદાટી અને નોકરી પરથી બળતરફ કરવાની ધમકીથી કબજામાં રાખે છે, મજૂરોના ચુંટેલા પ્રતિનિધિઓને સ્વીકારતા નથી, બીજી બાજુ દલિત મજૂરોના લવાજમથી સવર્ણોને પોષવામાં આવે છે. છેલ્લા વીસ વર્ષનો મહાજનનો હિસાબ બતાવવા પુરતી પણ ઉદારતા દાખવી શકતા નથી જ. આઝાદી અને સત્યના ઢાંકપીછોડા ઓથે પરતંત્રતામાં ઝકડાઇ આઝાદીને બદલે ગુલામીની શૃંખલાઓ પોતાના સ્વહસ્તમાં જ પહેરી પરતંત્રતામાં આનંદ માણે છે. તેમને કયાંથી ભાન હોય કે તે આઝાદીનો આનંદ નથી પરંતુ ગુલામીનું ઘેન છે.

## આપણા 'ઢીલા' નેતાઓ-

આપણું ગુજરાત આજથી વીસ વર્ષ પૂર્વે નવા જમાનાની ચાલબાજીથી અને રાજકરણથી તદન વિમુખ હતું. આફ્રીકા અને યુરોપમાં આભડછેટનો અનુભવ થયા પછી ગાંધીજીએ હિંદુસ્તાનમાં આઝાદીનો અવાજ ઉઠાવ્યો તે નવા અવાજના આકર્ષણમાં સૌ કોઇ અંજાયા તેવી જ રીતે આપણાં 'ઢીલા' મોટેરાઓ અંજાય એ સ્વાભાવીક છે અને તેમણે સમયને માન આપી ખાદી ટોપી પહેરી લીધી તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. ભારત દેશમાં આઝાદીની ચળવળે જોર પકડયું. દેશના દરેક પક્ષો સમય પ્રમાણે ચેતી ભુલેલા માર્ગથી પાછા વળી પોતાનો ખરો રાહ લીધો ત્યારે આપણા મોટેરાઓએ તો તેમણે જે રસ્તો લીધો તે તેમને વધારે અનુકુળ મોટાભા કહેવડાવે એવો સ્વાર્થિ અને

સગવડીઓ તેમજ સહિસલામત લાગવાથી દલિત ગુજરાતનું જેમાં અહિત થઇ રહ્યું છે એમ જાણવા છતાં તે રાહની બહાર નીકળવા જેટલો સ્વાર્થ ત્યાગ અને હિંમત બીડી શકયા નહિં તે બદલ ગુજરાત કમભાગ્ય છે. આજીવિકાપુરતું મેળવી વધુમાં સંતાનો માટે બેન્કોમાં થાપણમુકી છતાં પણ જે ગુજરાતના નામ પર તેઓ આજે તાગડધીન્ના કરે છે તેમની આગળ પાછળની સ્થિતિનો જરા જેટલોએ ખ્યાલ કર્યો હોત તો તેમણે ક્યારનોએ લોભ છોડી ત્યાગ પરાયણ થયા હોત પરંતુ આ ભવે તો તે તેમનો રાહબદલવા માંગતા નથી તો ભલે તેમને તેમનો રાહ મુબારક હો. પરંતુ ઉગતી યુવાન પ્રજાને તેમની પરાધિન ગુલામી પ્રથામાં શા માટે ઘસાડી રહ્યા છે સુપ્તોત્થાન અને મુળગામી જેવા કોમીવાદી યુવક મંડળોને મહાસભાનો સ્વાદ ચખાડી યુવાનોને ઉંધી રાહબરી શિખવી રહ્યા છે. આવા મંડળો આઝાદીના બણુગા ફુંકે છે પરંતુ આ વારસામાં તો એજ ગુલામી મળવાની છે. ગુજરાતના યુવાનોને તેમણે આજે સચોટ માર્ગ બતાવી દેવાની જરૂર છે નહિ તો ભાવિ જનતાં તેમની ભૂલના ભોગ બનવા માટે ફીટકાર આપશે.

ગુજરાતની બીજી જનતા પોતાના ભાવિ સંતાનો માટે કારાવાસની કોટડી, પોલીસનો લાઠીમાર, હોદ્દાનો ત્યાગ, અને છેવટે જાનની કુરબાની કરી સ્વાર્થ ત્યાગ નિડરતા, અને આઝાદીની તમન્ના વારસામાં મૂંકતા જાય છે. ભારત દેશ આઝાદ થયે આ સંતાનો તેમના પિતૃઓની પવિત્ર અને અમુલ્ય કમાણીથી પ્રાપ્ત થયેલી સ્વતંત્રની મીઠાશ અનુભવશે જ્યારે આપણા ઢીલા નેતાઓ આપણી ભાવિ પ્રજા માટે ઢીલાપણું, લોભ, સ્વાર્થ રૂશ્વત કાયરતા, હાજીહા અને છેવટે તેમની જ માફક આઝાદીના ટુકડા માટેનું ગુલામી અક્ષય પાત્ર મૂંકતા જશે.

બલિદાન અને દુઃખ વિના આઝાદી સાંપડી કદી સાંભળી છે? ગુજરાતની દલિત જનતા આજે ઇ. સ. ૧૯૩૫ ના નવા સુધારા ભોગવે છે તે આપણા નેતાઓની કમાણી કે નથી તેમણે તેની મોંઘી કિંમત આપી પરંતુ પોતાનો રાષ્ટ્રભાવ છડેચોક મહાસભાને વેચ્યો છે તેની એ લાંચ રૂશ્વત છે. અથવા તો જેને તેઓ તેમનો નેતા માનતા નથી. અને તેની સાબિતી માટે ઇંગ્લેંડના વડા પ્રધાન મી. રામસે મેકડોલાન્ડ ઉપર તાર કર્યા હતા તેજ નેતાની કમાણીનું એ ફળ છે.

Dr. Amb3dkar further said that the situation in the country so far as the scheduled classes were conoerned had not only not changed since 1929. He ciged a series of instances to show how many members of those classes had been harrased by the Hindu Mujority. In any constitution that was going to be fraimed, the "Untouchables" must have adegu-ate saeguards.

**Dr. Ambedker.**
In the Assembly.
Bombay.

Oct. 21th 1939
The Times of India.

જો તેઓ ગુજરાતની દલિત જનતા માટે મહાસભા સાથે રાજકિય હકોની ખરેખરી લડત લડતા હોય તો આજના વ્યકિતગત મરજીઆત સત્યાગ્રહમાં જોડાઇ કેટલા નેતાઓ જેલમાં ગયા ? એટલું તો નહિ પરંતુ બિચારા અણુસમજુ યુવાનો વિદ્યાભ્યાસ છોડી અકાળે કારાવાસમાં પુરાયા તેમની શી કદર કરી ?

## ગુજરાતના યુવાનોને હાકલ :—

યુવાનો એ દેશનું સાચું જવાહીર છે, એ જવાહીર આજે વેરણછેરણ દશામાં ગુચવાય છે. તો પ્યારા યુવાનો આજે સંગઠીત થાઓ. આપણી પાડોશના આપણા બાંધવો સંગઠીત થઇ તેમનું કાર્ય ઉપાડી રહ્યા છે તેમ આપણે આપણું કાર્ય ઉપાડી ભારતની આઝાદીની લડતમાં બીજી પ્રજાની સાથે હરોળમાં ઉભા રહી સક્રિય ફાળો આપવાનો છે. હું તમને હાકલ કરૂં છું કે આપણે પણ બીજી પ્રજાની માફક આપણું કાર્ય ઉપાડીને અને આપણા મોટારાઓએ મહાસભાને વેંચેલો આપણો રાષ્ટ્રભાવ છોડાવો અને અને તેમની જેટલા જ સબળ થઇ મૈત્રી ભાવથી તેમનો સહકાર સાધો નહિ તો ભારત દેશ આઝાદ થયે આપણે ગુલામી સિવાય સ્વતંત્રતાની મીઠાશ અનુભવવાનો ફરીથી સમય આવશે નહિ.

## આપણા પ્રમુખઃ—

આપણી પરીષદના સર્વાનુમતે વરાએલા પ્રમુખ યાને દલીતોના દેવ પૂજ્ય ડો. બાબા સાહેબના નામથી કોઇ અજ્ઞાત નહી હોય. તેઓશ્રીએ ગરીબીની ગોદમાં મુશ્કેલીનો સામનો કરી એશઆરામને અળગા કરી પોતાની વિદ્વતાથી સ્વદેશ અને પરદેશની વિદ્યાપીઠોમાં જઇ અગાધ જ્ઞાન સંપાદન કર્યું છે તેમના જેટલી ડીગ્રીઓ મેળવનાર હિન્દ ભરમાં બહુ ઓછા માણસો છે. વાંચન એ એમનો ખોરાક છે અને હિંદુસ્તાનના વિદ્વાન રાજનીતિમાં નિપુણ એવા મહાપુરૂષોમાંના તેઓ એક છે. તેઓશ્રીની વિદ્વતાનો લાભ હિન્દુસ્તાન બહારના દેશોની જનતા જેવી કે અમેરીકા એ ઘણો જ ઉઠાવ્યો છે. તેમના લખેલા પુસ્તકોમાં અમેરીકાના લોકો વધારે રસ લે છે. તેઓશ્રી ધુરંધર ધારાશાસ્ત્રી અજોડ અર્થ શાસ્ત્રી, નિપુણ રાજનિતિજ્ઞ સચોટ લેખક અને પ્રખર વકતા છે.

હિંદુસ્તાનની દલિત જનતાનો સ્વતંત્ર પણે અવાજ ઉઠાવનાર તેમનો પ્રશ્ન બ્રિટિશ સલ્તનત તેમજ હિંદભરના બીજા રાજકિય પક્ષો સમક્ષ રજુ કરનાર હજુ સુધી અસ્પૃશ્ય જનતામાં પૃથ્વીના પટ પર એવો એકે મહા પુરૂષ પાકયો નથી. તેમણે આપણી સમસ્ત દલિત કોમનો અવાજ રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં રજુ કર્યો સાયમન કમિશન અને બીજા જેજે કમિશનો હિંદુસ્તાનને નવા સુધારા આપવા કે નહિ તે બાબતની તુલના કરવા આવેલા તેમની સાથે સારા હિંદભરમાં ફરી આપણી દલિત પ્રજાનો ઉંડો અભ્યાસ કર્યો છે. રાઉન્ડટેબલ કોન્ફરન્સ સમક્ષ દલિતોના હકને માટે લડતા ગાંધીજીને મુસ્લીમો સમક્ષ કોરો કાગળ મુકવો પડયો તેમાંથી હારતા યરોડા જેલમાં આવી ૨૧ દિવસના

ઉપવાસનું ત્રાગુ કર્યું અને છેવટે તેમની માતૃભૂમિ કાઠિયાવાડમાં આવેલા રાજકોટના રણમાં તેમના જ શબ્દોમાં કહીએ તો 'હું હાર્યો' એ કથન એમનાથી પરિપૂર્ણ થયું. આ પરથી આપ જોઈ શકશો કે તેઓશ્રીની આપણી કોમ માટે કેટલી ધગશ અને તમન્ના છે. તેમના સિવાય દલિતોનો પ્રશ્ન કોઈથી ઉકેલી શકાય એમ નથી તે પ્રશ્ન તેમણે પોતાને હાથ ધર્યો છે અને સમસ્ત દલિત સમાજને બીજીસમાજ જેટલા જ હકકો અપાવી આઝાદ કરશે નહિં ત્યાં સુધી તેઓ જંપીને બેસવાના નથી. તો આવા મહાપુરૂષના પગલે ચાલવું તેમાં આપણું હીત સમાએલું છે. તેઓશ્રીએ પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી અત્રે આ પરિષદમાં પધારી માર્ગદર્શક થયા છે તે બદલ આ પરિષદ તરફથી હું તેઓશ્રીનો ઘણો જ આભાર માનું છું.

## આભાર દર્શન :--

અંતમાં જે જે હિતેચ્છુંઓએ આ પરિષદને સફળ બનાવવા યોગ્ય સેવા બજાવી છે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. સ્વયંસેવક ભાઈઓએ પોતાના યૌવનને કૃતાર્થ સમજી પરિષદની વ્યવસ્થા માટે જે રાત દિવસ પરિશ્રમ ઉઠાવ્યો છે તે બદલ એમને ખરેખર ધન્યવાદ ઘટે છે. એટલું જ નહિ પરંતુ આમાં યુવક વર્ગ ભવિસ્યમાં જ્ઞાતિ હિતાર્થે જ્યારે તેમને હાકલ પડે ત્યારે ખડે પગે તૈયાર થઈ દલિતોની સેવાની મહાન જવાબદારી સમજી પોતાના કર્તવ્યથી દલિતોદ્ધારને પૂર્ણ સાથ આપે એજ અંતિમ અભિલાષા.

